મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો૦ કૃત.

# કન્યા વાચનમાળા પુસ્તક ૧ લાના અર્થ.

## પાઠ ૧.

શહેનશાહ=મહારાજાધિરાજના રાજા
સંગીન=મજબુત; જોરાવર
પુરાતન=ઘણું જુનું
ચરિત્ર=વૃત્તાંત; હેવાલ
જ્યેષ્ઠ=મોટા
પ્રિન્સ ઓફ વેલ્સ=યુવરાજ
ઈલ્કાબ=ખેતાબ
નિખાલસ=ખુલ્લા મનના
નૌકાશાસ્ત્ર=વહાણ ચલાવવાની કળા
યોજના=ગોઠવણ
અત્યંત=ઘણોજ
તાલીમ=કેળવણી
પ્રવાસ=મુસાફરી
પ્રદક્ષિણા=ચોગરદમ ફરી વળવું તે
ચાલુ=કાયમ
પદવી=ઓધ્ધો
પ્રવીણ=માહીતગાર
નિર્ણય=ઠરાવ
ક્રમે ક્રમે=એક પછી એક
બાંધો=બંધારણ
નિર્માણ=નક્કી
યુવરાજ=ગાદીવારસ
આદરસત્કાર=આવકાર; પરોણાચાકરી
લથડવા=કમજોર થવા
રાજ્યાભિષેક=રાજગાદી પર બેસાડવાની ક્રિયા
પાયતખ્ત=રાજધાનીનું શહેર
આબાદી=ચઢતી

## પાઠ ૨.

નણંદ=વરની બેન
કદ=માપ
નેફા=ચણીઆના જે ભાગની અંદર પાટી ઘાલવામાં આવે છે તે
કુચો=કુચડો
બહાનું=ઓઠું; ખોટું કારણ
ચીતરી કાઢયાં=ગમે તેમ લખી કાઢયાં
નકલ=ઉતારો; કોપી
લપલપાટ=જોઈએ તે કરતાં વધારે ઉતાવળે

## પાઠ ૩.

બકુલ=બોરસલી
તણી=ની
શોભા=દેખાવ
હીંચું=હીંચકા ખાઉં
અપાર=પાર વગરનું; ઘણુંજ
વળતી=પછી
વાળ=બાલ; નિમાળા
ચમકાવે=ચોંકાવે
માંય=માં
મલકાવે=હસાવે
વાય=વા

સુગંધી=સારી વાસ
ફુલ્યાં=ખીલ્યાં
ભારી=ઘણુંજ
શિર=માથું
મંદ=ધીમી; થોડી
લીલા પીળાં લાગે=ચક્કર આવે
હુંય=હું
તુંય=તું

**સમજુતી**—એની! ઓરસલીની ડાળ ઉપર હીંચકો બાંધ્યો તેની શોભા સારી છે. હું ઘણા વહાલથી હીંચકો ખાઉં—જો હું જોરથી હીંચકો ખાઉં, તો સામી ડાળ સુધી જાઉં; પણ પાછાં ફરતાં પેલી ડાળ સાથે અફળાઉં. પવનના પુરા ઝપાટા ઘણું સુખ આપે છે; પછી નિમાળા છૂટા પાડે છે અને ઘણી વાર ચોંકાવે છે—વળી મનને ચોંકાવે છે,અને ઘડીમાં ગભરાવે છે; વળી ત્યાં ધીમો વા વાય છે ને મને હસાવે છે. બાગમાં ફૂલ ખીલ્યાં છે, તેથી વાયુ સાથે કેવી સારી ખુશબો આવે છે! એ ખુશબો મને ઘણું સુખ આપે છે—ઓરસલીનાં જે ઝીણા ફૂલ તે માથાપર ટપક ટપક પડે છે. એ વળી મને થોડી મીઠી ખુશબો આપે છે. મોં નીચું રાખીને હીંચકા ખાઉં, હીંચકા ખાઉં, હીંચકા ખાઉં પણ ચક્કર આવે તો આંખ બંધ કરૂં—હું હિંમત રાખું તો થાકથી કદી થાકું નહિ; પણ ઓ વહાલા હીંચકા! રખેને તું તૂટતો! જ્યારે તું તૂટ્યો ત્યારે હું પડું અને અફળાઉં; માટે રમતું છોડી દઇને હવે તો હું ઘેર જાઉં.

**પાઠ ૪.**

વિવેક=સલુકાઈ
ઠેસ=ઠોકર
ધાર=રેલો
ચાકળો=ચામડા વગેરેનું રૂથી ભરેલું ગોળ આસન
ચીંદરડી=લુગડાંની પટી
ખાતર=ખરદાસ; સરભરા
વય=ઉંમર
મોટા મનના=ઉદાર દીલના
આદરસત્કાર=આવકાર; પરોણાગત
ટળાવી=મટાડી
મફતની=વગર પૈસાની

**સવાલ**—આ પાઠમાંની કઈ કહેવત યાદ રાખવી?

**પાઠ ૫.**

ઘોરો છો=ઊંઘો છો
શરમિંદી થઇને=લજ-

વાઇને; ભોઠી પડીને
વાળુ=રાતનું જમવાનું
તોપ પડવી=મોટા શહે-
રોમાં વખત જણાવવા
માટે તોપનો અવાજ
થાય છે તે
મહાવરો=અભ્યાસ; ટેવ
સાંચ્યું=બચાવ્યું; ભેગું
કર્યું.
દીવો બાળીને કાંત્યું ને
પેટ બાળીને સાંચ્યું=
રાતનાં કાંતેલાં સુત-
રમાં ગળફાં વગેરે
રહી જાય ને જાડું
પાતળું થઈ જાય
અને દીવાનો ખરચ
નકામો થાય, તેમ
ખાવામાં દુઃખ વેઠી
પૈસા એકઠા કીધા,
ને નઠારા ખોરાકથી
માંદા પડીયે એટલે
તે નકામા જાય.

**સમજુતી**—વહેલા સૂઈ
જાય અને વહેલા ઊઠે
તે જરા પણ દુઃખ
જુએ નહિ; કેમકે
તેથી બધાં સુખ મળે,
ઘણી તાકાત, અક્કલ
અને દોલત વધે

પાઠ ૬.

હસતે=મલકાતે
મુખ=મોઢું
વેર્યા=નાંખ્યા
નશીબે=દૈવયોગે
કેરાં=ના
નીચા નમી=વાંકા વળી
વીણીશું=એકેએક લઇશું
અત્યારે=હમણાં
ગુસ્સે થઇ=રીસ કરી
વિપત=દુઃખ આપદા
વણતોલે=ઘણીજ
દીલગીર=ઉદાસ
ભૂલીને=વિસરીને
ભુંડું=નઠારૂં; ખરાબ
અન્યાય=ગેરઇન્સાફ
મટવાને=અટકાવવાને
ગુસ્સો=ક્રોધ. રીસ
ઘટવાને=ઓછો થવાને
વઢવું=લડવું
ધીરીને=ઉધાર આપીને
આબરૂ=ઇજ્જત
ધન પાખી=પૈસા વગર
પાખી=વગર; સિવાય
દેવું=આપવું
ધીરેલાં=ઉધાર આપેલાં
વાંકું બોલી=જુઠું બોલી
ભાળે=જુએ
ફરિયાદી=ઇન્સાફ મેળવવા
માટે અરજ
સદ્‌ગુણ=સારા ગુણ
પામો=મળો
ગુસ્સો=ક્રોધ
ગાળો=અપશબ્દ; ભુંડા
બોલ
ચિંતા=ફીકર
ચટપટી=ગભરામણ;
અટપટી=ગુંચવણ
ભરેલી
મા'લે=ખુશીથી રહે

**સમજુતી**—નસીબે ખુશી થઇને રસ્તામાં ગુલાબના ફુલ નાખ્યાં, છે આપણે નીચાં વળી ક્યારે વીણીશું ? હે બાઇ, હમણા આજ ને આજ વીણી લો. (મતલબ કે જેમ ફુલ થોડા વખતમાં કરમાઇ જાય છે તેમજ સારાં કામો કરવાનો વખત પણ જતો રહે છે, માટે ગુલાબનાં ફૂલ રૂપી સારાં કામો તરતજ કરવાં. નસીબે એટલે કુદરતે. રસ્તામાં એટલે દુનીયામાં. ગુલાબના ફૂલ એટલે સારાં કામો.) (૧) પણ કદાપી જો તે ગુસ્સો કરીને બોલે, તો તને ઘણુંજ દુઃખ પડશે તો પછી ઉદ્ધાર ક્યારે થવું ? હે બાઇ કાલે, કાલે, કાલે. (મતલબ કે સારાં કામ કરતાં દુઃખ આવી પડે તો દીલગીર થઇ છોડી દેવું નહિ) (૨) કોઇએ ભૂલથી આપણું નઠારૂં કીધું હોય અને વળી આપણને આવી દુઃખ પણ આપ્યું હોય તો તેને આપણે માફ ક્યારે કરશું ? હે બાઇ આજ ને આજ અત્યારે માફ કરીશું. (૩) પણ ગેરઇન્સાફ મળતો હોય તે અટકાવવાને અને મનમાંથી રીસ ઓછી કરવાને માટે જો કોઇની સાથે લડવું પડે તો ક્યારે લડવું ? હે બાઇ કાલે, કાલે, કાલે લડવું. (૪) કોઇએ આપણને પૈસા ઉધાર આપીને આપણી આબરૂ રાખી હોય તે માણસ પૈસા વગર દુઃખી થતો હોય, તો જઇને તેને પૈસા પાછા ક્યારે આપવા ? હે બાઇ, આજ ને આજ હમણા આપવા. (૫) આપણે ઉધાર આપેલા પૈસા પાછા આપે નહિ. અને વાંકું બોલીને સામું પણ જુએ નહિ. તો તેવા માણસ પર કહો કે ક્યારે ફરિયાદી કરવી ? હે બાઇ કાલે, કાલે, કાલે ફરિયાદી કરવી. (૬) સારાં ગુણનાં ઘણાં કામો કરવાં છે, પણ કામ ધંધાને લીધે આપણને જરા પણ વખત મળે નહિ, તો પછી તેને ક્યારે કરવાં ? હે બાઇ, આજ ને આજ હમણાં કરવાં. (૭) ક્રોધ, નઠારાં વચન, ફીકર, ગભરામણ

ને ગુંચવણ ભરેલી વાતો પોતાની મેળે આવે, તો તે મનમાં જઇને ક્યારે આનંદથી રહે? હે બાઈ કાલે, કાલે, કાલે. (૮)

**સાર**—દરેક સારાં કામ આજને આજ કરવાં, અને નઠારાં કામનો વિચાર આવતી કાલ પર રાખવો. મતલબ કે નઠારાં કામ કરવાંજ નહિ.

**પાઠ ૭.**

સીરજ=ખજુરી
નાપસંદ=અણગમતા
વઢકારું=વઢકણું
ટક ટક કરવું=બડબડવું
અણગમો=નાખુશી
કંટાળો=ચીતળી; ત્રાસ
કૃત્ય=કામ
સંભાળ=સાવચેતી
પૂરતી=જોઇએ તેટલી
સાવચેતી=સંભાળ
શત્રુવટ=વેર; દુશ્મનાઇ
બળાપો=સંતાપ
સમાચાર=ખબર
રંગ=મજા; આનંદ
ભંગ=નાશ
ફળાદિ=ફળ વગેરે
હરી ગયો=છાની રીતે લઇ ગયો.
પતિ=ધણી; વર
રાક્ષસ=દૈત્ય; અસુર
છુટકારો=છુટકો
આરોપ=આળ; તહોમત

**પાઠ ૮.**

શોખ=ઇચ્છા
'ફરે તે ચરે અને બાંધ્યા ભૂખે મરે'=મહેનત કરે તો તેને તેનું ફળ (ખાવાનું) મળે, પણ જો મહેનત ન કરે, તો ભૂખે મરે
લાગુ=બંધ બેસતું
સીમ=ખેતર
અર્થ=મતલબ
કહેવત=કહેતી; અનુભવ સિદ્ધ વાક્ય
બોધ=શિખામણ; ઉપદેશ
માંદલાં=માંદા જેવા
કામણ=જાદુ; વશ કરવાની યુક્તિ

**પાઠ ૯.**

સાહેલડી=સખી
હાં હાં=ઠીક ઠીક
હરિચરિત=પરમેશ્વરની લીલા
અલબેલડી=ફાંકડી; રંગીલી
સખા=બેનપણી
પ્રેમે=હેતથી
શરદ=૭ રૂતુમાંથી એક; (ભાદરવો ને આસો)
રંગ=શોભા
ગભિર=ગંભીર; મોટું
ભાતડી=ભાત; તરેહ
નક્ષત્ર=તારાનું ઝુમખું. (૨૭ નક્ષત્ર કહેવાય છે.)

છાતડી=છાતી
નીર=પાણી
વાતડી=વાટ; રસ્તો
હરખે=આનંદે
કુમુદ=પોયણુ; ધોળું કમળ ફૂલ
કુમુદાદિક=ધોળાં કમળ ફૂલ વગેરે
જાતડી=જાત; તરેહ
રત્ત=(૧) પ્રીતિ ભરેલું; (૨) રાતે
મસ્ત=મગ્ન; ચકચુર
ઘેલડી=ઘેલી; ગાંડી
ગોવિંદ=પરમેશ્વર
રંગ=મજા
રેલડી=રેલ
લહાણી=ખુશાલીમાં સૌને સરખી ભેટ આપવી તે

**સમજુતી**—હે! બેની, સખી, ઊઠો સૌ મળીને ગરબા ગાઈએ, હાં હાં રે સૌ મળીને ગરબા ગાઈએ. (૧) વળી હે! અલબેલી સખી હેતથી પ્રભુની લીલા ગાઈએ, હાં હાં રે સૌ મળીને ગરબા ગાઈએ. (૨) શરદની રાત ખૂબ ખીલી છે અને રંગથી ભરેલી ભીની છે, હાં હાં રે રંગથી ભરેલી ભીની છે. (૩) જુઓ મોટા આકાશની ભાત મજાની આસમાની ખીલી છે, હાં હાં રે મજાની આસમાની ખીલી છે. (૪) ચંદ્ર અને તારા જોઈ છાતી ઠરે છે, અને ઠરીને સુખથી ફૂલે છે; હાં હાં રે ઠરીને મજાથી ફૂલે છે. (૫) નદી, પાણી, અને પર્વતના રસ્તા હરખથી કેવા હસે છે! હાં હાં રે હરખથી કેવા હસે છે! (૬) પોયણુ વગેરે ફૂલની જાતો રાતે ખીલી રહે છે. હાં હાં રે રાતે ખીલી રહે છે. (૭) સખી, રાગ મસ્તાનથી ઘેલી થઈને પ્રભુના ગુણ ગાઈએ; હાં હાં રે સખી પ્રભુના ગુણ ગાઈએ. (૮) ચોકખા રંગની રેલ થઈ (આનંદની મજા પુરેપુરી થઈ) હવે લહાણી વહેંચીએ; હાં હાં રે હવે લહાણી વહેંચીએ. (૯)

પાઠ ૧૦.

છંદ=બુરી ટેવ; નાદ; ઘુઘરીવાળું હાથનું ઘરેણું
બાળક બુદ્ધિ=કમસમજ
વડ સસરા=મોટા સસરા વર વહુના બાપના બાપ
સ્નાન=નહાવું તે.
વીત્યા=ગયા
ક્ષય=છાતીમાંથી ગળફા પડે, ઝીણો તાવ આવે, શરીર કંતાતું જાય એવો અસાધ્ય રોગ.

આગ્રહ=મંડ્યા રહેવું તે
ચોભીલી=શરમિંદી
કંતાઈ=તવાઈ
જોટવાં=વેઢ
છવિટીઆં=સ્ત્રીને પગની આંગળીએ પહેરવાની ઘુઘરીવાળી વીંટીઓ
ફૂલ=પગની આંગળીએ ઘાલવાનું ઘરેણું
ફૂલવાળીઓ, બુકડી=કાનમાં ઘાલવાનાં ઘરેણાં
લોળીઉં=કાનની લાલીમાં પહેરવાનું ઘરેણું
લવિંગીઉં=કાને પહેરવાનું ઘરેણું
દામણી=કપાળની ઉપર પહેરવાનું હીરામોતીનું ઘરેણું
નાગફણી=એક જાતનું ઘરેણું.
અણુગમો=કંટાળો

## પાઠ ૧૧.

ગળગળી થઇને=રડવા જેવું મોં કરીને
માડી ખબર=દુઃખદાયક સમાચાર
ખેદ=દીલગીરી; અફસોસ
પત્તો=ઠામ ઠેકાણું
ખોળમખોળા=શોધાશોધ
લાસ=મુડદું; મરી ગએલું પ્રાણી
ડાવકી=ડાહી
ઓતાડો=કોઈ જતું આવતું ન હોય એવી જગામાં આવેલો;એકાંત
નોતર=જમવાનું
ટાણેટચકે=સારા અવસરે
શોભા=ખુબસુરતી
ચાલ=રીત; ધારો
વખોડે=નિંદે

## પાઠ ૧૨.

શબરી=ભીલડીનું નામ
રામચંદ્ર=સૂર્યવંશી દશરથ રાજાના પુત્ર (કોશલ્યાથી થએલા)
મુજ=હું
દાસડી=ચાકરડી
પરે=ઉપર
ધરીને=લાવીને
સ્વામીજી=ધણીજી
મુનિ=ઋષિ; તપસ્વી
મર્મ=છુપો ભેદ
કુશ=દર્ભ
આશ્રમ=મઠ; આરામ પામવાની જગા
ભ્રમ=ભ્રાંતિ; વહેમ
આહાર=ખોરાક
શ્રીકાર=સરસ
આગે=આગળ
અપવાસણ=ભૂખી
સંધરી=એકઠાકરી
રાઘવ=રામચંદ્ર
પ્રાયે=સરખાં; જેવાં
કંઇએ=કોઇપણ જગાએ
નિર્મળ=પવિત્ર
નેહ=સ્નેહ; પ્રીતિ
કૌશલ્યા=દશરથ રાજાની પહેલી રાણી
બદ્રીફળ=બોર

| | | |
|---|---|---|
| મધુરાં=મીઠાં | પ્રાશન=ખાવું; જમવું | નયને વહે છે નીર= |
| મુજને=મને | પાવન=ચોકખું; નિર્મળ | આંખોમાંથી આંસુ |
| પાર=છેડો | સ્વસ્થ=શાંત | પડે છે; રડે છે |
| ભાવ=હોંસ; ઉમંગ | વિરહે=વિયોગે | અધિકી=વધારે |
| ભાવ ધરી=હોંસથી | નયને=આંખોએ | સહી=સાંખી; સહન કરી |

**સમજુતી**—મુજ ચાકરડી પર દયા લાવીને પ્રભુજી તમે દર્શન દેવાને સારૂં થયું કે પધાર્યા જેથી મારૂં મન માન્યું થયું. (૧) સ્વામીજી (રામચંદ્રજી) આ દર્ભ લઇને હંમેશનાં કામ (સંધ્યા વગેરે) કરો. આ દર્ભ ઘણો જુનો છે. તમે મુનિનો છુપો ભેદ કરો (સમાધિ ચઢાવો.) (૨) રામચંદ્રજીએ ત્યાં નિત્ય કર્મ કીધું પછી મઠમાં આવ્યા, શબરીએ ત્યાં ચાકરી કીધી તેથી મોટો વહેમ દૂર થયો. (૩) હે! રામચંદ્રજી, જે સારાં અમૃત સરખાં ફળ જાણ્યાં તે મેં ખુશાથી ખાઇને ચાખી ચાખીને આ મૂકયાં છે. (૪) જે મને મીઠાં લાગે તે કાપીને કરડી જોયાં છે, મેં પહેલાં એમ વિચાર્યું કે એ રામને માટે રાખું.•(૫) તે દિવસની હું ભુખી છું, મેં એક પણ ખાધું નથી; મેં તે સારાં તમારે માટે સંઘરી રાખ્યાં. (૬) રામચંદ્રજી કહે છે કે તારા પવિત્ર પ્રેમને લીધે મને બહુ કરીને (લગભગ) અમૃત જેવાં મીઠાં લાગે છે; એવાં એ કોઈ ઠેકાણે ખાધાં નથી. (૭) જેવાં તારાં મીઠાં બોર મને ભાવે છે :તેવો સ્વાદ કૌશલ્યાના પીરસ્યામાં પણ આવતો નથી. (૮) સીતા હેતથી અમૃત સરખું ભોજન પીરસતી, તેથી પણ આ મીઠાં લાગે છે. કારણ કે તારૂં હેત ઘણુંજ છે. (૯) મેં હેતથી એવું ભોજન કોઈ જગાએ ખાધું નથી, તેમજ હું ઘણા દહાડાનો ભુખ્યો છું તેથી હેતથી ખાઉં છું. (૧૦) પછી રામચંદ્રજીએ ચોકખું

પાણી પીધું ને શાંત થયા; પણ સીતાના વિયોગથી આંખમાંથી આંસુ પડે છે. (૧૧) શબરી સાચું કહું છું તે સાંભળ, તું મને કૌશલ્યા કરતાં વધારે વહાલી છે, મારૂં મન ઘણું કાચું છે, તેથી હું સીતાનો વિયોગ સહન કરી શકતો નથી. (૧૨)

### પાઠ ૧૩.

ચાંદાં=એબ; ખોડ
નસીબદાર=ભાગ્યશાળી; ધારેલો લાભ સહેલથી મળે એવી
ખુદા=ઈશ્વર
ઉછેદીઉં=છોકરાં વગર મરી જાય તેની માલ-મત્તા મળે તે
ખોડો=ચાંદાં
આટો નીકળી જાય છે=સખત મહેનત કરવી પડે છે.
કાળજું ઠારે=સંતોષ પમાડે
વારસ=હકદાર
રણશીંગું=તતુડું;વખાણ
માંજરી=ભુરા ડોળાવાળી
ખોડીલો=ખોડવાળો
કરડી=આકરી; મારકણી
કન્યા=કુંવારી છોકરી
કદરૂપી=બેડોળ
અજવાળું કર્યું=આબરૂ મેળવી

### પાઠ ૧૪.

નણંદ=વરની બેન
ભોજાઈ=ભાઈની વહુ
ચાવળી=બહુબોલી
મીઠું મરચું ભભરાવે=વાત રસિક કરવા માટે પોતાના તરફના શબ્દ ઉમેરે
ઠપકો=ગુનાહના બદલામાં કડવાં વેણ કહેવા તે
દાવો=હક
દાખવશે=બતાવશે
મહેણું=ટોણું:
લાજ=આબરૂ
પોળને મોઢે=પોળમાં પેસતાં
ગાંઠીઓ તાવ=તાવ સાથે ગાંઠ નીકળે એવો રોગ; પ્લેગ
ખરાખરી=ખરૂં ખોટું નક્કી કરવું તે
વગોણું=ફજેતી; નિંદા
શિક્ષા=સજા
પાત્ર=લાયક
અસર=લાગણી
શેરડા પડવા=શરમાઈ જવું; કોલવાઈ જવું; લજવાઈ જવું
વલે=હાલ; ફજેતી

### પાઠ ૧૫.

ગાળવા=ગુમાવવા
કાળજી=ફીકર; ચિંતા
સંભાળ=બરદાસ

ફરિયાદ=રાવ
વિતાડયું=દુઃખ દીધું
હેરાન=દુઃખી
ગેરહાજરી=હાજરી નહિ તે
નિશ્ચય=ઠરાવ
ફેર=ફરક; તફાવત
કુટેવ=ખરાબ આદત
ચેન=સુખ
લવરી=લવારી
દાકતર=અંગ્રેજી દવા કરનાર
પટાવીને=ફોસલાવીને
શોકવાન=દીલગીર; શોકાતુર
લવરી=લવારી
દાકતર=અંગ્રેજી દવા કરનાર
પટાવીને=ફોસલાવીને
શોકવાન=દીલગીર; શોકાતુર
લેવાયું=નંખાયું; કમતાકાત થઈ

ગોઠવણ=બંદોબસ્ત
મંદવાડ=બિમારી; રોગ
છોકરવાદી=નાદાની
પસ્તાવો=દીલગીરી; અફસોસ

## પાઠ ૧૬.

ગર્વ=અહંકાર;અભિમાન
છલકાશે=ફુલાશે
ફુલણજી=વખાણથી રાજી થઈ ખર્ચ કરનાર
ગાઠા=હાર્યા
અધવચ=અધવચ્ચે
આટા=ધાણ
ખૂટ્યાં=ઓછાં થયાં
ખર્વ=અબજ પછીની સંખ્યા; હજાર કરોડ
સોડ=બાજુ પાસું
કંસ=કૃષ્ણનો મામો
રાવણ=લંકાનો રાજા
બોધ=ઉપદેશ; શિખામણ
દ્રૌપદી=અગ્નિ કુંડમાંથી નીકળેલી દ્રુપદ રાજાની પુત્રી; પાંડવોની સ્ત્રી
ભારે=ઘણું
લાજ=આબરૂ
દુર્યોધન=ધૃતરાષ્ટ્રનો વડો પુત્ર; (એ અને એના ૯૯ ભાઈ કૌરવો કહેવાતા)
ગરવ=અહંકાર; ગર્વ
હુંપદ=અહંકાર; મારાપણું
ફાળ=કુદકો
શિર=માથું
ભાળે=જુએ
મારે=જીતે
ભણતર=શિક્ષણ
પાણીમાં પડ્યું=નકામું ગયું
બાળી=બાળા; છોકરી
પોત=સ્વભાવ
પ્રકાશે=જાહેરમાં લાવે
તુચ્છપણે=તોછડાઈથી
ખરું રૂપ=મૂળ સ્વભાવ
ખોલે=ઉઘાડું પાડે
તરણું=તણખલું
તોલે=બરાબર

**સમજુતી**--બેનો અંહકારથી છલકાઈ જશો નહિ. મતલબ કે અહંકાર કરશો નહિ, વખાણથી ફુલાઇ ખર્ચ કરી ફુલાશો નહિ. બધા માણસો અહંકારથી હાર્યા ને તેઓ ગામ મૂકીને અધવચે નાઠા, અહંકારથી ઘણા માણસના ઘાણ નીકળ્યા. (ટેક) (૧) ઘણા રાજ ગર્વ નાશ પામ્યાં, જે પૈસા ખર્વની સંખ્યામા ગણાતા તે પણ ખૂટી ગયા, અને બધાએ મરણ પ્રામ્યા. (ટેક) (૨) અભિમાની કંસ પણ કેવો મુઓ! અને રાવણ જેઓ પણ મરી ગયો. એ બેથી તો ખરી શિખામણ લેવી. (ટેક) (૩) જ્યારે દ્રૌપદીને દુર્યોધને ઘણું દુઃખ દીધું અને તેની આબરૂ લેવા ઉભો થયો ત્યારે તે પાપી મુઓ. (ટેક) (૪) જે મનમાં અંધકાર રાખે તે વેલી પુરી પહેલી પસ્તાવશે માટે અહંકાર છોડી દઈને મન મોટું રાખો. (ટેક) (૫) કુતરૂં કોઇ ગાડા નીચે ચાલે તો તે ગાડાનો સઘળો ભાર પોતાને માથે જુએ, અને તેથી તે ફુલાઇને કુદકા મારી ડગલાં ભરે, જાણે કે ગાડાનો સઘળો ભાર હુંજ ઉપાડું છું. (ટેક) (૬) જો બાળા ભણી ગણીને ગર્વને જીતે નહિ, અને સારૂં નઠારૂં વિચારે નહિ, તો તેનું ભણતર નકામું ગયું સમજવું. (ટેક) (૭) હું બધાથી રૂપાળી અને ડાહી છું, મારા જેવી કોઇ છોકરી નથી એવું અંધકારવાળી હોય તેજ બોલે. (ટેક) (૮) જે પુરૂં ભણેલું હોય તે પોતાનું પોત બતાવે નહિ, અને કદાપિ અહં-કારથી હદ પાર બોલે પણ નહિ, પણ જેમ અધુરો ઘડો હોય તે છલકાય, તેમ જે થોડું ભણેલી હોય તેજ અહંકાર કરે. (ટેક) (૯) જે બીજાને તોછડાઇથી બોલે તે પોતાનું સ્વરૂપ (સ્વભાવ) ઉઘાડું પાડે છે મતલબ કે હું અહંકારી છું એમ બતાવે છે. તેની આબરૂ તણખલાની બરાબર રહે. મતલબ કે તેની આબરૂ બીલકુલ રહેતી નથી. (ટેક) (૧૦)

### પાઠ ૧૭.

વઢકારી=વઢકણી; લડાઈ કરનારી
બહાનાં=ઓઠાં; નિમિત્ત
વારો=ખેપ; વખત
છુટકો=નિકાલ
શોક=દીલગીરી
ઉદાસ=દીલગીર
વળગો=લાગો
આય=શકિત; બળ
મુનિવ્રત=મુંગા રહેવું તે
ઉકળી=ખીજવાઈ
માર્ગ=ઉપાય; રસ્તો
દોઢ વાંક=એકનો આખો અનેબીજાનો અડધો
વઢવાઢ=લડાઇ
મિથ્યા=ફોકટ
ભાર=વકકર

### પાઠ ૧૮.

સોબત=સંગત
ફળ=પરિણામ
જુઠ=જુઠાણું; ખોટારૂં
અવગુણ=ખરાબ ટેવ
બનાવ=વાત; વિગત
જેવી સોબત તેવી અસર=જેવા માણસની સંગત હોય તેવા ગુણ આવે.

**સમજુતી**—જો નઠારી સોબત મળે તો નઠારાં કામ કરાય; સારી સોબતથી હંમેશાં સારી ચાલ ચલાય.

### પાઠ ૧૯.

ઝડીઓ=વરસાદના ઉપરા ઉપરી ઝાપટાં
વેગવાળી=ગતિવાન
ભાળી=જોઇ
નભ=આકાશ; ગગન
છાઈ=ઢાંકી
રવિ=સુરજ;
પળતી=દોડતી
છટાથી=ચપળતાથી
ધાડી=જાડી
આંધી=વંટોળીઓ; વાવાઝોડું
ઘટા=ભરાવ
મીંચીને=બંધ કરીને
વીજ=વીજળી
ગાજે=ગર્જના કરે
ઇંદ્રરાય=મેઘરાજા;વરસાદ
ટીકા=ટકુકા
તડુકો=એકદમ રીસમાં કાઢેલો અવાજ
મુસળધાર=જોરમાં પડતો હોય એવો
પેખો=જુઓ
મેડક=દેડકો
જોસભરી=જોસબંધ
નાવ=હોડી
પૂરપાટ=ઝપાટાબંધ
નીકો=પાણી જવાનો માર્ગ; ગટર
નિકોરી=મોરી; પાણી જવાનો સાંકડો માર્ગ
સરો=સરોવર; તળાવો
પ્રવાસી=મુસાફર
મેઘજળ=વરસાદનું પાણી
ત્રાસે=કંટાળે

| | | |
|---|---|---|
| તૃણ=ઘાસ | છવાઈ=ઢંકાઈ | સહુ=બધા |
| ધરતી=જમીન | શું=કેવી | |

**સમજુતી**—કાળી, વેગવાળી. રૂપાળી, ઘણી વાદળીઓ આકાશમાં જતી તે જોઇ, તે ( વાદળી ) સુરજને ઢાંકીને છટાથી દોડતી; તેથી તેની ઘણી જાડી ઘટાથી વંટોળીઓ થયો. (૧) ઘણી વીજળી થાય છે તેથી આંખો મીંચીએ છીએ, ઘણા જોરથી મેઘરાજા ગર્જના કરે છે તેનો જવાબ મોર ટહુકો કરી આપે છે. સિંહો એકદમ રીસમાં અવાજ કાઢે છે ને માથું અફાળે છે. (કારણકે સિંહ સમજે છે મારા કરતાં બળવાન કોઈ નથી ત્યારે આ અવાજ કોણ કરે છે એમ સમજી એકદમ રીસમાં આવી અવાજ કાઢી માથું પટકે છે. ) (૨) મુસળધાર પાણી પડે તે તમે જુઓ. દેડકો ડેંડું કરે છે તે જુઓ, જોસબંધ ઝપાટાથી નદી ચાલે છે તે જુઓ, ઝપાટાબંધ હોડી ચાલે છે તે જુઓ. (૩)નાની મોરીઓ અને ગટરો પાણીથી ભરાઈ અને સરોવરમાંથી પાણી છલકાઈ જાય છે; ખેડુત અને મુસાફર વરસાદથી ભીંજાઈ ગયાં છે, તેથી તેઓ ઝાડો નીચે ઉભા રહ્યા છે. (૪) પેલાં પશુઓ વરસાદથી કંટાળીને નાસે છે, વળી પક્ષીઓ વરસાદના પાણીથી કંટાળે છે; લોકો ઘરો બંધ કરીને ભરાઇ બેઠા, તેઓ ટાઢથી ધ્રૂજે છે તેથી તાપણી લઈ બેઠા છે. (૫) લીલા ઘાસથી પૃથ્વી ઢંકાઇ છે તેથી હે ! બાઇ, ઇશ્વરની વાડી ( આ દુનિયા ) શું બની રહી છે ! વરસાદથી દાણા, ફૂલો અને ફળો થવાનાં તેથી બધા લોકોનાં દુઃખ જવાનાં. (૬)

| | | |
|---|---|---|
| **પાઠ ૨૦.** | આપવું તે | ઓરવા=રાંધવા |
| દયા=રહેમ; મહેર | છાતીફાટ=ઘણું જ | ખરાદીલથી=ખરા મનથી |
| દાન=ધર્મ બુદ્ધિથી | હડખાયું=હડખવા લાગેલું | ઠઠ=જમાવ; ટોળું; ભીડ |

રાહ=વાટ

આશીશ=સારી દુવા; આશિર્વાદ

આગ્રહ=કાલાવાલા

સ્વાર્થી=મતલબી

પરગજુ=પારકાનું ભલું કરનાર; પરોપકારી

રૂઠે=નારાજ થાય; કોપે; ગુસ્સે થાય

બક્ષીસ=ભેટ; સરપાવ

કૃત્ય=કામ

હર્ષ=આનંદ; હરખ

અરે=કાળજી; ફીકર

ઉર=મન; દીલ

સુપાત્ર=લાયક; યોગ્ય

**સમજુતી**—દુઃખી પ્રાણીને જોઈને જે માણસ મનમાં તેના દુઃખ દૂર કરવાની કાળજી રાખે અને દયાળુ થઇને દાન કરે–કરી જાણે; લાયકને આપેલું દાન તે સારૂં દાન છે; કહે છે કે દાન કરશે તે સાથે આવશે.

### પાઠ ૨૨.

મલીદો=કંસાર

નવરાશ=ફુરસદ

રોટી=રોટલી

ચાવલ=ચોખા

ખોટ=તંગાશ; તંગી

અસર=પાસ

વિસારે પડી=ભુલી ગઇ

સ્થિતિ=હાલત; દશા

તક=દાવ; લાગ

પોટકી=પોટલી

બંદગી=સ્તુતિ; વખાણ

લાખ=ઝાડનો રાતો ચીક

રજેરજ=જરેજર

કરકસર=વાજબી ખરચ

લાભ=ફાયદો

### પાઠ ૨૨.

આળસ=સુસ્તી

બંધીવાન=કેદી

શીદ=શા માટે

વણુ વાંકે=વગર ગુને

નુકસાની=હાનિ

દાઝ=બળાપો

રાય=રાજા

તજી=છોડી

સહીએ=ખમીએ; વેઠીએ

વશ=તાબે

ડગ=ડગલું

ચરણ=પગ

હેડ=જે મોટાં કોરેલાં લાકડામાં ગુનેગારનો પગ ઘાલી રાખવામાં આવે છે તે; બેડી.

ધરી=નાંખી

વારી=અટકાવી; ખાળી

ભણતર=ભણવું તે

લાભ=નફો; ફાયદો

લણવા=ભેગા કરવા; મેળવવા

જર=પૈસો; નાણું

જશ=આબરૂ

દરિદ્રતા=ગરિબાઈ ભિખારીપણું

અવગુણકારી=અવગુણ કરનારી; નુકસાનકારક
નિશ્ચે=નક્કી
સ્વપ્ને=સ્વપ્નામાં
જામે=ફેલાય
વિસ્તાર=ફેલાવો
પામે=મેળવે
સમી=બરાબર; જેવી

**સમજુતી—**ઓ આળસડી ! તું શા વાસ્તે કેદી બનાવે છે ? વગર વાંકે કામ ભુલાવીને શા માટે હાનિ કરાવે છે ? કોઈ ઉદ્યમ કરતાં આળે તો તેના પર મનેમાં બળાપો થાય, પણ તારા પર તો જોર ફાવતું નથી, ઓ આળસડી તું શા વાસ્તે કેદી બનાવે છે વગર વાંકે કામ ભુલાવીને શા માટે હાનિ કરાવે છે ? (૧) જો રાજાની આજ્ઞાથી ધંધો છોડી દઇને બેસી રહીએ તો (નુકસાની વેઠવીએ) નુકસાન થાય; તો તે રાજાને જુલમી કહીએ. (ટેક) (૨) હે ! આળસડી તેં જેના હાથ (આળસરૂપી) બંધનથી બાંધી લઈ કબજે કર્યા, તેણે તો તરતજ ધંધો છોડી દીધો. (ટેક) (૩) જે તારે તાબે થાય એટલે આળસ કરે તે એક ડગલું પણ ચાલી શકે નહિ, જાણે કે તેના પગમાં હેડ ઘાલી હોયની ! તું જબરી અને જુલમીજ છે (ટેક) (૪) તું વાંચતાં અટકાવે, જાણે કે આંખે પાટા બાંધ્યા હોયની ! તે તરત પુસ્તક (વાંચવાનું) છોડી દે છે. (ટેક) (૫) તું ભણતર ભણવા દેતી નથી. તેમજ પરમેશ્વરના ગુણ ગણવા દેતી નથી; મતલબ કે પરમેશ્વરનું ભજન કરવા દેતી નથી. તું વધારે ફાયદો મેળવા દેતી નથી. (ટેક) (૬) તું પૈસા કે આબરૂ મેળવવા દેતી નથી. મિત્રોને મળવા દેતી નથી; તેમજ શિખામણ સાંભળવા પણ દેતી નથી. (ટેક) (૭) તું ગરિબાઈ આપનારી છે, તેમજ શરીરને નુકસાન કરનારી છે; તું નક્કી બહુજ નઠારી છે. (ટેક) (૮) અમે તારાથી મનમાં બહુ બીએ છીએ, તેથી સ્વપ્ને પણ તને સંઘરીશું નહિ; તને વેરી સમજીને હંમેશાં દૂર

ફ્રીશું મતલબ કે તને અમારા શરીરમાં પેસવા દઈશું નહિ. (ટૂંક) (૯) તારા મૂળ ધીમે ધીમે ફેલાય છે, અને પછી તો બરાબર ફેલાવો પામે છે. તને દલપતરામ કવિએ રોગી જેવી દીઠી. મતલબ કે રોગીને જોવાથી જેમ ચીતળી ચઢે તેમ તને જોઈ દલપતરામને ચીતળી ચઢી.(૧૦)

### પાઠ ૨૩.

સત્તા=હકુમત; અમલ
તાગ=છેડો; અંત
અસંખ્ય=અગણિત
અપાર=પાર વગરનું
વાવાઝોડું=પવનનું તોફાન
યાદ=ફોમ; સરત
કાટકા=મોટા અવાજ
છળવું=ડરવું; બીવું
દેવળ=દહેરૂં
અતિવૃદ્ધિ=ઘણો વરસાદ
દુકાળ=અનાજ પાણી ન મળે એવો વખત
હિમ=બરફ
ધરતીકંપ=જમીનનું હાલવું તે
જવાળામુખી=બળતો પહાડ
ભયંકર=ભયાનક
આનંદકારી=આનંદ આપનાર
મંદમંદ=ધીમો ધીમો
સુખકારક=સુખ કરનાર
નિરંતર=હંમેશાં
અદ્‌ભુત=ચમત્કારી
ઝીણું=ઉંડો
આશ્ચર્ય=નવાઈ
દીંગ=તાજુબ
અનંત=જેનો છેડો નહિ તે; પાર વગરનું
ઘોડા=મોજાં
છાયા=પડછાયો; ઓળો
સ્વપ્નવશ=સ્વપ્નાં આવે તેવી સ્થિતિમાં પડેલાં

### પાઠ ૨૪.

વિસાત=ગણતરી; હિસાબ
ઇંદ્રિયો=જે વડે કામ અને જ્ઞાન થાય છે તે
બ્રહ્માંડ=વિશ્વનો ગોળો
કાર્યો=કામો
વ્યાપિ=ફેલાયલો
સર્વ શક્તિમાન=બધી શક્તિવાળો
સર્વવ્યાપી=બધે ફેલાએલો
આપોઆપ=પોતાની મેજે
હેતુ=મતલબ
ઋતુ=રત; મોસમ
દયાવાન=દયાળુ
આરોગ્ય=તદુરસ્ત
સોસવું=વેઠવું; ખમવું
પૂર્ણ=પુરૂં
નારાજ=નાખુશ
કૃપા=મહેર; દયા
ભાવ=આસ્થા; શ્રદ્ધા
પ્રાર્થના=બંદગી; સ્તુતિ

### પાઠ ૨૫.

બાળા=બાળકી

બોધ=ઉપદેશ
પ્રભાત=ઝળઝળું થવા માંડે ત્યારથી સૂર્યોદય થતાં સુધીનો વખત; મળસકું; વહાણું
પરમ=મોટા
પરમેશ=મોટા ઇશ્વર
લીજે=લઇએ
ઉત્સાહ=હોંસ; ઉમંગ
કાજ=કામ
સ્નાન=નહાવું તે

ભોગ=દુઃખ ભોગવવું તે
આરાધીએ=પુંજીએ; ભજીએ
જંજાળ=ખટપટ
પદ=પગ
પ્રણમીએ=નમીએ
રે'મ=રહેમ; મીઠી નજર
ભાંડુ=ભાઇબેન
ભાવ=પ્રેમ
આણી=લાવી
ઉલટ=ઉમંગ; હોંસ

ઉચરીએ=બોલીએ
મધુરવાણી=મીઠા શબ્દ
ઘોંઘાટ=અવાજ
સમય=વખત
કોટી=કરોડ
આગે=અગાડી
રંગ=પાસ
ખંત=કાળજી
સકળ=બધા; સઘળા
કા'ન=કહાન કવિ

**સમજુતી**—સૌ બેનો હમેશાં સવારમાં ઊઠીને; મોટા પરમેશ્વરનું નામ લઇએ, પછી મનમાં ખરો ઉમંગ અને આનંદ લાવીને સઘળાં કામ બરાબર કરીએ, સૌ બેનો હમેશા સવારમાં ઊઠીએ, (૧) નહાવાથી શરીર સુધરે છે અને રોગના ભોગ થતા ( રોગનું દુઃખ ભોગવતા ) બચીએ છીએ; ચિત્તને સુધારીએ, પરમેશ્વરને ભજીએ અને જગતની ખટપટમાં ફસીએ નહિ. (ટેક) (૨) મા અને બાપના પગને હેતથી નમીએ મતલબ કે માબાપને પગે લાગીએ, ભાઇબેનમાં મીઠી નજરથી હેત લાવીએ, ઘરનું સઘળું કામ ઉમંગથી શીખીએ, અને મોઢેથી મીઠી વાણી બોલીએ. (ટેક) (૩) જ્યાં આઠ વાગે કે ઠાઠ મૂકી દઇને અવાજ કર્યા વગર પ્રેમથી પાઠ કરો. નાનપણનો વખત શીખવાને માટે સારો છે આગળ કરોડો ઉપાયથી એ (વખત) મળશે નહિ. (ટેક) (૪) સારા માણસની દોસ્તીનો પાસ હમેશાં લેવો મતલબ કે સજ્જનની

દોસ્તી હંમેશાં કરવી અને નઠારા માણસને જોઈ આઘા ખસવું મતલબ કે દુર્જનની દોસ્તી કરવીજ નહિ; સુખમાં અને દુઃખમાં જીવ આનંદમાં રાખવો એમ શરીર અને મનને ઘણું કસવું. (ટેક) (૫) કાળજી રાખીને સઘળા સારા સદ્‌ગુણો શીખવા અને હંમેશાં સારી વાત પણ સાંભળો તોજ આ લોક અને પરલોક સુધરે મતલબ કે મૃત્યુ લોક અને સ્વર્ગ લોક બંને કામ સધાય. કહાન કવિ કહે છે કે ઉપલી શિખામણો પ્રમાણે જે નારીઓ ચાલશે તેની નિંદા થશે નહિ. (ટેક) (૬)

### પાઠ ૨૬.

પૂર=રેલ
મુશ્કેલ=અઘરી
તરાપો=વાંસ બાંધીને પાલખ જેવું કરે છે તે
વાત્રક=ખેડા જિલ્લામાં નદી છે
ભેખડ=ટેકરાનો ઝૂલતો ભાગ
ઢીચણપુર=ઘુંટણ જેટલા
ભમરા=વમળ;પાણી ગોળ ચક્કર ખાય છે તે
પટ=પહોળાઇ
છોળો=મોજાં
વિઘ્ન=હરકત; ઇજા
પોચા કાળજાંની=બીકણ
છળી=ડરી
છાતીપુર=છાતીજેટલું ઉંચું
અધખોલો=એક બાજુએ થોડો ઉઘાડો

### પાઠ ૨૭.

પરિણામ=છેવટ; ફળ
કેફી=ઘેન ચઢે એવો; માદક
અસર=ફળ; પરિણામ
પ્રમાણ=માપ
તદ્દન=બીલકુલ
અશક્ત=શક્તિ વગરનું; કમજોર
વ્યસની=ટેવવાળો
સુસ્તી=બેચેની; આળસ
રસ્તો=ઉપાય; ઇલાજ
વપરાશ=વાપર; ઉપયોગ
કસુંબો=અફીણનું પાણી
રિવાજ=ધારો
પ્રસંગોએ=વખતે
જુસ્સો=જોમ; જોર
હૃદય=લોહીની ટાંકી
જ્ઞાનતંતુ=મગજને ખબર પહોંચાડનાર તાંતણા
આંતરડું=પેટના ડાબા છેડાથી તે ગાંડની કુલ્લી લગીની નળી
ઉત્તમ=સૌથી સરસ; શ્રેષ્ઠ
અંશ=ભાગ
પાસ=અસર
અકાળ=કવખતે
સેવન=કામમાં લેવું તે

સંભાળ=અરદાસ
છુટથી=મરજી મુજબ
ખલેલ=હરકત; અડચણ
તંદુરસ્તી=સુખાકારી
બંધી=મના; મનાઈ
ચોકી=પહેરો; તપાસ
ઇજારો=પરવાનો; પરવાનગી; કંટ્રાક્ટ
ઈજારદાર=ઇજારો રાખનાર; કંટ્રાકટર
બદી=દુરાચરણ; ખરાબ ટેવ

પાઠ ૨૮.

પનઘટ=ઓવારો
પેખો=જુઓ
વિમળ=મેલ વગરની; સ્વચ્છ; નિર્મળ
વારિ=પાણી; નીર જળ
છીપે=મટે
તરસ=પ્યાસ, શોષ
બેડું=ગાગર ને ઘડો
શિર=માથું
શિરપરે=માથાપર
રવ=અવાજ
ઉર=મન
નાવડી=હોડકું
નૌકા=હોડી; વહાણ
જહાજ=મોટું વહાણ
વિદેશે=પરદેશે
લા'વા=ઓરીઓ; ઓરતો
વણજ=વેપાર
નફો=ફાયદો; લાભ
કીઓ=કયો
બગ=બગલો
ધ્યાન=સ્મરણ
મચ્છ=માછલાં
તયારી=તૈયારી
પુરણ=પુરૂં
વામે=દૂર થાય
નભ=આકાશ
નભવિષે=આકાશમાં
તહાં=તે ઠેકાણે
તરુ=ઝાડ
છાંય=શીળો; છાંયડો
ધસારે=ઝડપથી
સિંધુ=દરીઓ
ગમન=જવું તે

**સમજુતી**-આ દહાડામાં (ફાગણ ચૈત્રમાં) ઓવારા પર ઉભા રહીને નિર્મળ, વાંકડી નદીને જતી જુઓ; તે બહુ શોભે છે, તેમાં (નદીમાં) કાચના જેવું ઘણું ચળકતું પાણી વહે છે. તેવું મીઠું પાણી પીવાથી મોંઢામાંની તરસ મટે છે. (૧) ત્યાં જઇને બાયડીઓ અને પુરૂષો હોંસથી નહાય છે કેવાં તરે છે! ને ગમતમાં રમીને ખુશી થાય છે! કોઈ (લુગડાં) ધુએ છે. કોઈ ઝડપથી પાણી ભરીને મનમાં ઉમંગ લાવીને માથા પર બેઢાં મૂકે છે, (૨) મોજી માણસો સ્વચ્છ

(જેમાં કાદવ પાણી ન હોય તેવી) હોડીઓ ચલાવે છે; જુઓ, વહાણ માલ લઇને ઝડપથી આવે છે; ઘણા માણસો મોટા વહાણમાં બેસી (વેપાર માટે) પરદેશ જાય છે; વેપારમાંથી ઘણા લાભ અને લા'વો મળે છે. (૩) સારી ચળકતી ઘણી માછલીઓ કૂદે છે, પણ કયો માછી પકડશે તે તે જાણે નહિ. વળી બગલાઓ (શિકારને માટે) ઘણું ભારી ધ્યાન રાખી બેઠા છે, તેઓ માછલાને લેવા ઝડપથી તૈયારી કરે છે. (૪) પશુ, પક્ષીઓને પુરેપુરૂં (જોઇએ તેવું) સુખ મળે છે; કારણ કે સારૂં ચરવાનું મળે છે, જેથી ભૂખનું દુઃખ દૂર થાય છે, આકાશમાં ચંદ્રમા ખીલીને તે (ચંદ્રમાનું પ્રતિબિંબ) પાણીમાં પડીને ત્યાં વારંવાર તરતો હાલે તે જુઓ. (૫) કિનારા પર ઉગેલાં ઝાડો બહુ સારો છાંયડો કરે છે, પક્ષીઓ કૂદે છે ને અવાજ કરે છે, (બોલે છે) અને વળી ઉડી જાય છે, તે ચાલાક, વાંકીચુંકી ઘસારા બંધ ચાલતી નદી સમુદ્ર ભણી જવાને માટે ધ્યાન રાખે છે. (૬)

પાઠ ૨૯.

ઘેરાવો=ફરતો ઘેર

ખરી ઉંચાઇ=સરાસરી ઉંચાઇ

ચઢણ=છેક ઉપર ચઢવાનો માર્ગ; ઢોળાવ

કિલ્લેબંધી=કિલ્લા કોટનું કામ

બુરજ=ઘુમટ

હૈયારખી=છાતી સુધી આવે એવી ભીંત

નરદમ=એકલા; નર્યા

વાર=યાર્ડ; ત્રણ ફુટ

સ્થિતિ=હાલત

ભવ્ય=ઘણાં મોટા ને શોભિતાં

ખંડેર=પડી ગએલી ઇમારતો

ખડક=ખરાબા

ઉપલાણ=ઉપરના ભાગે

પતાઇ રાવળ=પાવાગઢનો ધણી; (તેના વંશના બારીઆ ને છોટા ઉદેપુરના રાજા છે.

છાતી રોકું=છાતી બરાબર ઉંચુ; છાતીપુર

ખાઇ=ખાડી

પીર=મરણ પામેલા મુસલમાન સાધુ

દેરડી=દેવડી

દંતકથા=મોઢાની ચાલતી ખરી ખોટી વાત
વેષ=સોંગ; દેખાવ
અલૌકિક=માણસમાં ન હોય તેવું; દેવીના જેવું
રૂપ=ખુબસુરતી; દેખાવ
પાલવ=લુગડાંની કોર
શાપ=બદદુવા
ખરાબી=પાયમાલી
તળેટી=પર્વતના મૂળ આગળની જગો
દિવાન=પ્રધાન; વજીર
ચૌટાં=બજારો
આબાદ=સુખી

**પાઠ ૩૦.**

સંતોષી=સંતોષવાળો
વિદ્વાન=પંડિત; ભણેલો
પરમાર્થી=બીજાનું સારૂ કરનાર; પરગજુ
સુબોધ=સારો બોધ
માર્ગ=ઉપાય; ઇલાજ
કૃપા=મહેરબાની
વાંઝીઉં=છોકરાં વગરનું
ઓછું આવે=મન દુખાય
સ્વામી=ધણી; વર
આરોગ્ય=તંદુરસ્ત
સાધન=સાહિત્ય; સામગ્રી
હેરાન=દુઃખી
ખોટ=નુકસાન; ટોટો
અસંતોષ=સંતોષ નહિ તે
સંતોષી તે સદા સુખી જે= માણસ સંતોષ રાખે છે તે હંમેશા સુખી રહે છે.
મંત્ર=ગુપ્ત વિદ્યા
સંભારવું=યાદ કરવું

**પાઠ ૩૧.**

રાજગીત=રાજા સંબંધી ગાયન
રક્ષ=રક્ષણ કર
દેવ=ઇશ્વર
પ્રૌઢ=મોટા
જયવંત=જશવાળા
કીર્તિ=મોટાઈ
યશ=જશ
લંબાવ=વધાર; ફેલાવ
જગદીશ=જગતનો ધણી; પરમેશ્વર
વેરી=શત્રુ
વિખેરવા=જુદા પાડવા
કાળ આણુ=મારી નાંખ
બંધ પાડ=બેસાડ
દ્વેષ=કીનો; વેર
કલેશ=કંકાસ; કજીઓ
જ્ઞાન=સમજણ; અક્કલ
હુન્નર=કસબ; કળા
અમઘેર=અમારે ઘેર
જંપ=નિરાંત
સંપ=એકતા; ઐક્ય
સધો=મળો; થાઓ
કલ્યાણ=રૂડું
કાળ=વખત
ગંજ=ઢગલે.
શ્રેષ્ટ=ઉત્તમ
જાથુ=હંમેશ; કાયમ
ક્ષેમ=સુખ; આરોગ્ય
સદ્દભિમાનને=સારી ઉંચી લાગણીથી
પૂજ્ય=પવિત્ર; પૂજાવાજોગ
પ્રત્યે=તરફ

| | | |
|---|---|---|
| પાંખમાં=છાયામાં; આશ્રરામાં | ધણી; પ્રભુ | કલ્યાણ કારક |
| ધર=રાખ | મહાજ્ઞાની = મોટા જ્ઞાન વાળો; ઘણા જ્ઞાનવાળો | પાર=સુધી |
| શકિતમાન=જોરાવર | પ્રાર્થના=સ્તુતિ | રાજભકત=વફાદાર |
| રાજેશ્વર=રાજાના પણ | શુભકાર=સારૂં કરનારી; | એકદીલ=સંપ |
| | | સ્વીકાર=કબુલ કર |

**સમજુતી**–હે પરમેશ્વર ! તું મોટા રાજા (પાંચમા જ્યોર્જ) નું રક્ષણ કર, એ મોટા (પાંચમા જ્યોર્જ) ઘણાં વરસ જીવજો, હે ! પરમેશ્વર તું મોટા રાજાનું રક્ષણ કર. એમને ઘણા કીર્તિવાન બનાવ. મોજમજા, મોટાઇ અને આબરૂ આપ. અને બહુ વરસ એમનું રાજ અમારા ઉપર રાખ, હે પરમેશ્વર તું મોટા રાજાનું રક્ષણ કર. (૧) હે જગતના ધણી પરમેશ્વર તું ઊઠ, એના શત્રુઓને છુટા પાડવા તું ઊઠ, અને તેમને મારી નાંખ. બધી અદેખાઇ અને કજીઓ મટાડી દે; અને અક્કલ અને કળાનો વધારો થાય એવું કર. અમારે ઘેર હંમેશાં નિરાંત, સંપ અને કલ્યાણ થાય એવું કર. (૨) મોટા જ્યોર્જ રાજા પર હંમેશાં જોર, આબરૂ ને સુખનું ઢગલાબંધ ઉત્તમ દાન કર. (મતલબ તું એમને હંમેશાં ઘણું જોર, આબરૂ ને સુખ આપ) સારી ઉંચી લાગણીથી ગરીબ અને તવંગર અથવા પ્રજા અને રાજા એમનું રાજ પવિત્ર છે એમ જાણે અને જ્યાં ત્યાંના લોક એમનાં નામ પર હેત આણે એમ કર. (૩) હે ! સર્વ શક્તિમાન, રાજાઓના પણ રાજા મોટા જ્ઞાનવાળા પ્રભુ, તું એમને તારા આશરામાં રાખ. પૂર્વ કિનારાથી પશ્ચિમ કિનારા સુધી એટલે આ પારથી પેલે પાર સુધી દુનિયામાં કલ્યાણ કરનારી ઘણી પ્રાર્થના થાય એમ કર, અને વફાદારનો સંપ કબુલ કર. હે ! પરમેશ્વર તું મોટા રાજાનું રક્ષણ કર. (૪)

**ભાગ ૨ જો.**

**પાઠ ૩૨.**

સીતા=રામની સ્ત્રી; જનકની પુત્રી; જાનકી
જનક=મિથિલાપુરીના રાજા
રામચંદ્ર=દશરથના પુત્ર
ભાગ્યેજ=જવલ્લેજ
સ્વયંવર=ઇચ્છાવરને માટે જે સભા ભરવી તે
ખ્યાતિ=વખાણ; તારીફ
વરવા=પરણવા
અયોધ્યા=સરીયુ નદીને કાંઠે શહેર છે
દશરથ=અયોધ્યાના સૂર્યવંશી અજ રાજાના પુત્ર
વરમાળ=વરને પહેરાવવાની માળા
આરોપી=પહેરાવી
કૈકેયી=દશરથની નાની રાણી
ખટપટ=કપટ; જંજાળ
વનવાસ=વનમાં રહેવું તે
ખિન્ન=દીલગીરી; દુઃખી
સ્વામિનાથ=પતિજી
વિખુટી=જુદી
સમજુત=સમજણ
એકની બે થઈ નહિ=માન્યું નહિ
છેવટ=આખર
માણું=ભોગવું
વિયોગ=જુદા પડવું તે
સાથ=સંઘાત
સહન કરીશ=વેઠીશ
તત્પર=તૈયાર
અથાગ=ઘણો
આગ્રહ=હઠ
અતિશય=ઘણોજ
ખાતર=માટે; વાસ્તે
છળભેદ=કપટ
હરણ કરી ગયો=છાની રીતે લઈ ગયો
લંકા=સિંહલદ્વીપ. (એ હિંદુસ્તાનની દક્ષિણમાં બેટ છે.)
અશોકવાડી = વાડીનું નામ છે
નાજુક=દુઃખ ન સહન કરી શકે એવી; કોમળ
આંખ ફેરવીને=ગુસ્સે થઇને
ધમકી=બીવડામણ; દમ
દઢતા=અડગપણું; પાકો નિશ્ચય
સીતાનાં વીત્યાં=સીતાજીને જેવાં દુઃખ પડ્યાં તેવાં મેં વેઠ્યાં

**પાઠ ૩૩.**

પુરાણો=હિંદુઓના એ નામના જુના ઇતિહાસના ગ્રંથો.(પુરાણ અઢાર છે)
શ્રીકૃષ્ણ=દેવકીના પુત્ર
જાદવકુળ=યદુકુળ; (એનો મૂળ સ્થાપનાર યદુ રાજા હતો તે ઉપરથી એ નામ પડયું છે.)
દ્વારકા=ગાયકવાડ સરકારના તાબાનું ને

કાઠિઆવાડના વાયવ્ય કોણમાં આવેલું શહેર. (એમાં રણછોડજીનું દહેરું છે)
મૌર્યવંશ=મુરા રાણીનો વંશ
સ્થાપના=મંડાણ; શરૂઆત
મગધ=બહાર
સંગમ=મોટી નદીને નાની નદી જે ઠેકાણે મળે છે તે જગા
સમર્થ=બળવાન
મિત્રાચારી=દોસ્તી
યુનાન=ગ્રીસ (એ યુરોપખંડની દક્ષિણમાં દેશ છે)
સુદર્શન=તળાવનું નામ છે
પૌત્ર=છોકરાનો છોકરો
અશોક=મગધનો રાજા બિંદુસારનો પુત્ર
ઈ. સ. પૂર્વે=ઇસ્વીસન પહેલાં
નિરાધાર=આધાર વગરના
ધર્મશાળા=મુસાફરલોકોને ઉતરવાનું મકાન; મુસાફરખાનું
ધોરી=સરીયામ
ચોતરા=ચબુતરા
સ્તંભ=થાંભલા
મૂળતત્ત્વો=જે મુદ્દા કે સિદ્ધાંતો પર ધર્મ રચાયો હોય તે
કાયમ=હયાત; ચાલુ
લેખ=લખાણ
લિપિ=ભાષા
મુખ્યત્વે=ઘણું કરીને
હિંસા=હત્યા; ઘાત
વડીલ=મોટા
શ્રમણ=સાધુ
ઉડાઉ=ગેરવાજબી ખરચ કરનાર
સદાચાર=સારી ચાલ
હિત=ભલું; કલ્યાણ
મત=ધર્મનો પંથ
વૃત્તાંત=હકીકત; બયાન
લાડી=વહુ
લંકાની લાડી ને ઘોઘાનો વર=વહુ સિંહલદ્વીપની ને વર ઘોઘાનો (કાઠીઆવાડનો)

## પાઠ ૩૪.

ઘેરો ઘાલ્યો=ચોગરદમ લશ્કર ગોઠવી દીધું
દુર્ભાગ્યે=કમનશીબે
સામેલ=દાખલ
સતી થવું=ધણીના મુડદા સાથે જીવતાં બળી મરવું
અણીને વખતે=આખર ઘડીએ
ડુમો=મન ભરાઈ આવવું તે
સમ્યા=મટયા
ધર્મ=ફરજ; કર્તવ્ય
આધીન=તાબે; વશ
સલાહ=અભિપ્રાય
વિઘ્ન=હરકત; અડચણ
કોટી કરવી=વહાલ આવવાથી ગળે બાઝવું તે

ગદગદ કંઠે=છાતી ભરાઈ આવેથી ગળામાંથી અચાનક શબ્દો નીકળે
અપાસરો=જૈન સાધુઓને રહેવાની જગા
અણધારી=ઓચિંતી
આફત=દુઃખ: સંકટ
સૂઝતું નથી=સમજ પડતી નથી
આભાર=પાડ; ઉપકાર
વાસ=રહેઠાણ; મુકામ
પ્રસવ્યો=જન્મ્યો
નમન કર્યું=નમસ્કાર કર્યા
ફોજ=લશ્કર; સેના

### પાઠ ૩૫.

બહારવટું=જંગલમાં રહીને ગામ લૂટવાં તે
કોઠલો=દહીં, દૂધ વગેરે મુકવાનો માટી અથવા લાકડાનો ઘાટ
રાજવંશી=રાજાના વંશમાં અવતરેલો
રેખા=લીટીઓ; કાપા
પંજો=હથેલીને આંગળાં મળીને જે હાથનો ભાગ થાય તે
ઈરાદો=મનસુબો; વિચાર
કામઠું=ધનુષ
તીર=બાણ
આશ્ચર્ય=નવાઈ
દઢતા=મનનું અડગપણું
ઉમળકો=હોંસ
ખાતર=ચોર લોકોએ ઘરમાં પેસવાને પાડેલું બાકું
ખોળ=શોધ
આરોપ=તહોમત; આળ
અનુમાન=ધારણા; અટકળ
કલ્પના=ધારણા; અનુમાન
તિલક=ટીલું

### પાઠ ૩૬.

જુનાગઢ=ગીરનારની પાડોશમાં શહેર છે
જોગ=યોગ; વખત
ખેદ=દીલગીરી
માગું=માગણી
ભાટ=વખાણ કરનારી બ્રાહ્મણની એક જાત
બદલો=આભાર; પાડ
પદ્મિની=ઉત્તમ વર્ગની સ્ત્રી
વેરે=સાથે
શોભા=આબરૂ
ખાંડું=તલવાર; કેટલીક વાર રાજાઓ જાતે પરણવા ન જતાં તલવાર મોકલે છે તે
બળાત્કારે=જોર જુલમથી
સગપણ=સગાઈ
દરવાન=દરવાજાની ચોકી કરનાર; દ્વારપાળ
મ=મા; નહિ
ખોય=ખોડ; ખાંપણ; એબ; બટ્ટો

**સમજુતી**—હે! માણેરા! તું રડ નહિ અને આંખો લાલ ન કર. જો મરતી વખત માને યાદ કરીએ તો વંશમાં બટ્ટો લાગે.

દેરડી=દેવડી
ખોદે તે પડે=બીજાને નુકશાન કરવાને જે ઉપાય કરે તેજ તે ઉપાયથી પોતાને નુકસાન કરે

પાઠ ૩૭.

સોલંકી=ચાલુક્ય (એ રજપુત વંશનું નામ)
સગીર=નાની; કાચી
ચોહાણ=રજપુત વંશનું નામ
દિલ્હી=હસ્તીનાપુર; જમના નદીપર શહેર છે. જે હાલ હિંદનું રાજધાનીનું શહેર છે. રજપુત અને મુસલમાની રાજ્યની રાજધાની હતી.)
તલપ=ઉતાવળથી લેવાને પડવું તે
ઝઝુમી=તલપી
ધૂળખલાની=નજીવી
મુરાદ=ઇચ્છા; આશા
શક=સંદેહ
કુસંપ=અણબનાવ
ખુવાર થવું=પાયમાલ થવું; નાશ પામવું
દૃષ્ટાંત=દાખલો;ઉદાહરણ
માગું=માગણી
ખૂબસુરત=દેખાવડી
હાડેહાડ=રૂંવેરૂંવે
ડંકા=નગારૂ; ઢોલ
માંડલિક=ખંડિઆ
જય=જીત; ફતેહ
યુદ્ધ=લડાઈ
કોપે=ગુસ્સે થાય
એકમત=સંપ; ઐક્ય
કમર બાંધવી=સામા થવું
પ્રસંગ=વખત
તા=હાથ
અંકુશ=હાથીને વશ રાખવાનું અણીદાર નાનું હથીયાર
ત્રિશુળ=ત્રણ પાંખાવાળું હથિયાર
સાંભર=સાંભર સરોવરની આસપાસનો ભાગ; અજમેર
વિચિત્ર=નવાઇ જેવી
આવેશ=ગુસ્સો
પરાજય=હાર

પાઠ ૩૮.

વાઘેલા=વંશનું નામ છે (વાઘેલ ગામની જાગીર મળી હતી તેથી વાઘેલ નામ પડયું.)
અણહીલવાડ=પાટણ; (સરસ્વતી નદીને કાંઠે ઈ. સ. ૭૪૬ માં વનરાજ ચાવડાએ અણહીલ ભરવાડના નામ ઉપરથી વસાવ્યું હતું)
વેરાન=ઉજ્જડ; વસ્તી વગરનો
શરણ=તાબે
આજીજી=કાલાવાલા
ભંડાર=ખજાનો
જનાનખાનું=સ્ત્રીઓને

રહેવાની જગા
સર કરવું=જીતવું
બેગમ=મુસલમાન પાદશાહની ઓરત
મલેક કાફુર=ગુલામનું નામ છે. (એને ખંભાતની લુંટમાંથી અલાઉદ્દીન લાવ્યો હતો)
બેત=સંકેત; યુક્તિ
માનભંગ=અપમાન
કલંક=ડાઘ
સ્વાધીન=પોતાને તાબે

## પાઠ ૩૯.

દુરાચારણી = ખરાબ ચાલનો
બંડ=હુલ્લડ
પંડે=જાતે
ઇલ્કાબ=ઉપમા; ખિતાબ
પશ્ચાતાપ=પસ્તાવો. દીલગીરી
ઘોર=પાપી
અદલ=વાજબી
વાટપાડુ=રસ્તે લૂટી લેનાર
કાસળ=જડ; મૂળ
સરહદ=છેવટની હદ
વસુલાત=જમાબંધી
આબાદી=ચઢતી
અમદાવાદ=સાબરમતી નદીને કાંઠે શહેર છે. (અહીંનાં ધોતીજોડા ને મરકી વખણાય છે. ખરૂં નામ અહમદાબાદ છે)
પ્રવાહ=વહેણ
ખ્યાતિ=નામના
અદ્યાપિ=હજુ પણ
ઓરસ=મેળો

## પાઠ ૪૦.

વરાળ=બાફ
નિરંતર=હંમેશાં
ઘટ=જાડી
ધુમસ=ધુણીના જેવી વરાળ; ઓસ; દવ
ઝાકળ=ઠંડીના જોરથી હવામાંની વરાળનું પાણી થવું તે; ઠાર
મોતીઆ=મોતીના દાણા જેવા ટપકાં
વાદળાં=વરાળનો જથો
કરા=બરફના કાંકરા આકાશમાંથી પડે તે

## પાઠ ૪૧.

દેશ=ઘણા ઈલાકા અને પ્રાંત મળીને થયેલો તે
પહાડ=જમીન પર જે મોટા ડુંગરા આવેલા હોય તે
ભેગા થઇ ગએલાં=મળી ગએલાં
ટોચ=શિખર; ઉપલો ભાગ
સઢ=વહાણના કુવાને આધારે રહેલા કંતાન કે દોટીના જાડા કપડામાં પવન ભરાવાથી વહાણ જલદી ચાલી શકે છે તે
સપાટી=ઉપલો ભાગ

આરપાર=એક છેડાથી બીજા છેડા સુધી
ઉલટી=વિરૂદ્ધ; સામી

પાઠ ૪૨.

વાર્ષિક=વરસની
ગતિ=ચાલ
વિશાળ=વિસ્તીર્ણ; લાંબા પહોળા
પીઠ=વાંસો
આર=ભમરડાની વચ્ચે લોઢાની અણીદાર ખીલી જડેલી હોય તે
જ્યોત=સીધી લીટીમાં પડતો પ્રકાશ
કિરણ=સીધી લીટીમાં પડતો પ્રકાશ

પાઠ ૪૩.

અગાસી=ધાબુ
કરાંઠી=કપાસ, તુવેર વગેરેના સુકા છોડ
ખુંપરા=ભોંયમાં દટાએલાં સુકાં ઠુંઠાં
કાઢા=નીક; કાંસ
કાંસ=પાણી જવાનો માર્ગ; નીકી
ટેટી=ખડબૂચ
ખાતર=કોહી ગએલો કચરો વગેરે
ખરીફ=ચોમાસામાં વવાતાં ધાન્ય
વાવણી=રોપણી
કરપી=રાંપડી
નીંદી=ઉખેડી
હેલી=લાગલાગટ વરસાદ આવવું તે
નિરાંત=ચેન; સુખ
વળે છે=થાય છે
માફકસર=જોઇએ તેટલો
તીડ=ખેતરને નુકસાન કરનાર તપખિરીઆ રંગનાં પાંખવાળા પક્ષી
ધમાલ=ધામધુમ
રવિપાક=શિયાળુ પાક
ખળી=કણસલામાંથી અનાજ છૂટું પાડવાની જગા
ચીરા=ફાટ; ચીરાડ
કડબ=જુવારના સુકા સાંઠા
સરકાર ધારાના=મહેસુલ વગેરેની
ધારાના=વેરાના
શીતળ=ઠંડા
પાન=પાંદડાં
ખરે=ભોંયપર પડે
કઠોળ=દ્વિદળ ધાન્ય
તંબોળ=પાન
ધરે=પહેરે; ઓઢે
શાલ=ઉનનું કીમતી વસ્ત્ર
ભલી ભાત=સારી રીતે
ઉંડા જળ જાય–પાણી સુકાઇ ઓછું થાય
પામે=આવે
કેસુડાં=કેસુડાંનાં ઝાડનાં ફૂલ
ગુણવાન=ગુણકારી;ફાયદાવાળા
હોજ=પાણીની ટાંકી
ફૂવારા=જેમાંથી પાણી ઉંચે ઉડે છે તે
ચંદન=સુખડ, કેસર

| | | |
|---|---|---|
| વગેરેને પાણીમાં ઘસીને લચકા જેવું બનાવે છે તે | વણુતોલ=ઘણોજ | ચંપો=પીળા રંગનું સુગંધીદાર ફૂલ |
| લાગ=લાગે | ખાસું=મજાનું; સારૂં | ભલા=સારાં |
| કોયલ=મધુર રાગનું કાળા રંગનું પક્ષી | ડુબાડુબ=ડુબી ગએલી | ફૂલાય=ખીલે |
| મીઠા બોલ=મધુર શબ્દ મીઠાં વેણ | ઉચ્ચારે=બોલે; ગાય | માટ=માટે |
| | મલાર=રાગનું નામ | ચાખડીઓ=પાવડીઓ |
| | પંપેલી, જાુઇ, જાય } એક જાતનાં સુગંધીદાર સફેદ ફૂલ | હિંચોળા=હીંચકા |
| | | ખાટ=ખાટલા |

**સમજુતી**—ટાઢની મોસમમાં ઠંડો પવન વાય, ઝાડનાં પાંદડાં ખરી પડે; ઘઉં, ગોળ, (શેરડી) કપાસ અને કઠોળ પાકે, અને લોકો ટાઢથી શરીર ફાટે નહિ માટે શરીરે તેલ ચોળે અને પાન ખાય. (૧) ટાઢ વાય નહિ માટે લોકો શરીરે ડગલા પહેરે અને શાલ ઓઢે, ગરીબ લોકના ટાઢથી પગ અને ગાલ ફાટી જાય, એ ઋતુમાં (શિઆળામાં) રાત ઘણી મોટી હોય છે અને દિવસ નાના (ટુંકા) થાય છે અને શરીરમાં સારી રીતે (સારો ખોરાક ખાવાથી) જોર આવે છે. (૨) ઉનાળામાં કુવા, વાવના પાણી ઉંડા જતા રહે છે—ઘટે છે અને નદીને સરોવરના પાણી સુકાઇ જઇને ઓછા થાય છે, સઘળી વનસ્પતિને નવાં પાંદડાં આવે છે અને સારાં ગુણવાળાં કેસુડાંના ફૂલ પણ થાય છે. (૩) ગરમીની મોસમમાં હોજ, ફુવારા અને બાગ સારા લાગે છે. તેમજ ચંદન અને વીંજણા વહાલા લાગે છે; કારણ કે એથી ઠંડક વળે છે. કોયલ મીઠા બોલ બોલે છે અને તાપ ઘણોજ પડે છે. (૪) વરસાદની ઋતુ ઘણીજ મજાની લાગે છે, દુનિયા પાણીમાં ડુબેલી દેખાય છે મતલબ કે બધેજ પાણી પાણી થઇ રહે છે, લોકો મલાર

રાગ ગાય છે અને ખેડુતો ખેતરમાં વાવણી કરે છે. (૫) ચંપા, ચંપેલી જુઇ, જાય અને ગુલાબનાં ફુલ સારાં ખીલે છે. ચોમાસાના સુખને માટે લોકો છત્રી, પાવડીઓ. હીંચકા અને ખાટલા વાપરે છે. (૬)

## પાઠ ૪૪.

ઈલાકો=ઘણા પ્રાંત જીલ્લા અને એજન્સિ મળીને થએલો તે

એજન્સિ=નાનાં દેશી રાજ્યોનો જથો

નકશો=ગામ, શહેર કે દેશનો ચીતરેલો નમુનો

જિલ્લા=ઘણા તાલુકા મળી થએલો કલેકટરના તાબાનો ભાગ

પ્રાંત=ઘણા જિલા, અને સંસ્થાન મળીને થએલો તે.

કમિશનર=વિભાગનો ઉપરી અધિકારી

ગવર્નર=ઈલાકાનો સૌથી વડો આધકારી

રાજવહીવટ=રાજકારભાર

મંડળ=સભા

ખાતર=માટે

વિભાગ=ભાગનો ભાગ

હાઈ=મોટી

## પાઠ ૪૫.

એકે સાદે=એકે અવાજે; સાથે

મજલ=ટપ્પો

ધાડ=લુટારાની ટોળી

ધાસ્તી=ભય; બીક

એકલ દોકલ=એકલા

ગભરામણ=અકળામણ

ચાણોદ=વડોદરા પ્રાંતમાં નર્મદા કાંઠે જાત્રાનું સ્થળ છે.

સિદ્ધપુર=વડોદરા પ્રાંતનું સરસ્વતી નદીને કાંઠે જાત્રાનું ઠેકાણું જેમાં માતૃ શ્રાદ્ધ કરવા લોકો જાય છે.

## પાઠ ૪૬.

સરખામણી=મુકાબલો

વાકેફગાર=માહીતગાર

પ્રશ્ન=સવાલ

સગવડવાળાં=જોગવાઈ-વાળાં

છક=દિંગ; તાજુબ

બારૂં=બંદર; જ્યાં વ-હાણો ઉભા રહે તે જગા

હજીરો=કબર; રોજો

રોજો=કબર

દીવાદાંડી=વહાણોને ખડકની ખબર પડવા માટે દરીઆમાં ઉંચો મિ-નારો બાંધી તેમાં ફરતો દીવો રાખે છે તે

ટંકશાળ=નાણું પાડવાની જગા

ગોદી=બાંધેલી ખાડી જેમાં સ્ટીમર વહાણ

સમા થાય છે તે જગા

## ભાગ ૩.

### પાઠ ૪૭.

સાળુ=બૈરાંને પહેરવાનું લાલ, લીલા, પીળા વગેરે રંગનું લુગડું
ચાપડો=પટો
સાવચેતી=ખબરદારી
આડું અવળું=આગળ પાછળ
ભોક=છિદ્ર; કાણું
કસુર=વાંક; તકસીર
તૂણવું=ભોકને કપડાના જેવા દોરા વડે ભરી લેવું તે; રફુ કરવું.
ખંડ=ઓરડો
થીગડું=ફાટેલા લુગડાં પર જોડેલો કકડો.
કાપલા કુપલી=વેતરતાં નકામા પડેલા કકડા
સંગ્રહ=સંઘરો
અંગુઠી=સોય ન ભોકાય માટે આંગળીએ ટોટી પહેરે છે તે
વડ=જાત
એોટવું=વાળીને બખી-આ દેવા
ફાંટ=દૂર દૂર ટાંકા મારવા તે

### પાઠ ૪૮.

કંટાળો=અણગમો, ત્રાસ
વાદે=સરખામણીએ
પાલવે=પરવડે; બોજે
ઓશિઆળું=તાબેદાર
આંતરસેવો=કપડું લાંબું પડતું હોય તો જોઇએ તેટલું વાળીને દોરો ભરવો તે
દરજીને આંટે=દરજીથી ચઢી જાય.
ફતેહ=જીત; જય
વાઢવાળી=ધારવાળી

### પાઠ ૪૯.

સાધન=સામગ્રી
તંગ=ચુસ્ત; સજ્જડ
વરે=ખપે
દેખાવ=શોભા
ખુલતું=ઢીલું
મેળ=જુક્તિબંધ મેળવી દેવું તે
ચીંદરડી=લાંબી પટી
મગજી=કપડાંને છેડે ગોળ કોર દે છે તે

### પાઠ ૫૦.

આંકા=નિશાની; એધાણી
આંટી=દોરાનું ગોળ ગુંછળું
કાંસકી=કાંસકીના ઘાટના જાડા કાગળપર દોરા વીંટાળેલા હોય છે તે
મહાવરો=અભ્યાસ; ટેવ
બખીઆ=પાસે પાસે ને ઝીણા ઝીણા ટાંકા દીધા હોય તે
તોછડી=નાની; ટુંકી
ચાંપ=દાબવાનો સંચો

### પાઠ ૫૧.

ગરમી=ગરમ વસ્તુને અડકવાથી જે લાગણી

પેદા થાય છે તે
ઉકળાટ=ધામ
ઉષ્ણતા=ગરમી
ઝાળ=આંચ
તીવ્રવાહક=જલદીથી વહેવડાવનાર
મંદવાહક=ધીમેથી વહેવડાવનાર

પાઠ ૫૨.

બળતણ=બાળવાના પદાર્થ
અસર=લાગણી
ધુણી=ધુમાડો

પાઠ ૫૩.

દૂઝણું=દૂઝતી ગાય ભેંસો વગેરે
મોસાળ=માનું પિઅર
કોઢીઉં=ઢોર બાંધવાની જગા.
બાફણું=કપાસીઆ, કાલાં, ગુવાર વગેરે ઢોરને ખવડાવવા માટે બાફે છે તે
રબારણ=રબારીની બૈરી
નીરી=નાખી
પાનો=આંચળમાંથી દૂધ આવવા દેવું તે
સેર=ઝીણી ધાર
વટલોઈ=તાંબડી
સેલો=દોહતી વેળા ગાય કૂદે નહિ માટે તેને પાછલા પગે જે દોરડું બાંધવામાં આવે છે તે
છટકપાટુ=ખસી જઈને પાટુ મારવું તે
પાટુ=ઢોર પાછલા પગે લાત મારે છે તે
સોતું=સાથે
ડબકાનું=છેલ્લી વારનું
સ્વાદિષ્ટ=અતિશય સ્વાદવાળું; લહેજતદાર
ઉચી ગઈ=દૂધ દેતી બંધ થઈ
ટંક=એક વખત

પાઠ ૫૪.

વલોણું=દહીંને વલોવાનું કામ
ગોરસું=દૂધ અધરકવાનું વાસણ
રવૈયો=વલોવાનું હથીયાર
નેતરાં=સુતરનાં પાતળાં દોરડાં
ડેરા=જેના મધ્યમાં વાંસ પરોવીને ગોળીના મોંને બાંધે છે તે; માંકડી
ઝટકા=દોરી પકડી અવરનવર ખેંચવી તે
ઘુમરડી=ચક્કર ખવડાવ્યા
કોઠી=તાંબા કે પિત્તળની પવાલી
દોણી=છાશ ભરવાનું માટીનું વાસણ
સુથીઉં=ઘાસ વગેરેનું મોટી ઉધાણ જેવું ગોળ બનાવે છે તે
હાંટીઉં=ભંડારીઉં

પાઠ ૫૫.

તર=મલાઇ
પુરણ=પુરા

જીવન=જીવવું તે
વૃદ્ધિ=વધવું તે; વધારો
ઘુમચો=ટાટ; રકાબીના ઘાટની મોટી થાળી
અધીરા=આતુર
અપારદર્શક=આરપાર જોઈ શકાય નહિ એવું
ટાટ=ઘુમચો
ખુલાસો=સમાધાન

પાઠ ૫૬.

માખણ=બરાં ઉપર ધોળું અને ચીકણું તરી આવે છે તે
ચાકર-ચિકાશવાળો ભાગ
નરી=એકલી
ઘટ=જાડા
ચરબી=પ્રાણીઓના શરીરમાંથી ઘી જેવો પદાર્થ નીકળે છે તે.

પાઠ ૫૭.

કંદોઈ=સુખડીઓ; મિઠાઈ બનાવી વેચનાર
ટોચ=સામો ભાગ
પોષણ=વધારવું; ઉછેરવું
ખોદાવું=ટૂંગણું; કહોવું

પાઠ ૫૮.

ધામ=ઉકળાટ
સામટાં=એકદમ; બધાં
બનાવટી=જોડી કાઢેલી
ઇંદ્ર=સ્વર્ગનો રાજા; દેવતાઓમાં જે મુખ્ય તે
મુગટ=શિરપેચ
ઠઠ=જમાવ
ફરજ=ધર્મ; કર્તવ્ય
ચોપદાર=છડીદાર
આજ્ઞા=હુકમ
નોબત=નગારૂં
સજ=તૈયાર
વાચા=બોલવાનું ભાન
ખડી=ઉભી
કર્તવ્ય—કામ; ફરજ
છીપે=મટાડે; દૂર કરે
કૂકા=આને ઠેકાણે લોટ જેવો ભૂકો વાપરે છે તે; તાડની જાતના એક ઝાડનાં બીનો ભૂકો
છેદીને=કાણાં પાડીને
પંક્તિ=હાર; ઓળ
અમૃત=મીઠું
સાખ=આંબા પરજ પાકવા આવેલી કેરી
નિર્વાહ=ગુજારો; ગુજરાન

પાઠ ૫૯.

નમન કરવું=નમવું
કાટ=ઇમારત બાંધવામાં વપરાતાં લાકડાં
સીંચી=એકઠું કરી
મુખાંઈ=એવકૂફાઈ; નાદાની
સોસવું=વેઠવું
રાડું=જુવારનો સૂકો સાંઠો
નાતો=સંબંધ
દાવો=હક
ખોટ=તંગાસ; તંગી
પુષ્ટિકાર=જોર આપનાર
છૂટ=રજા
ઉત્પત્તિ=પેદાશ
વેલો=ભોંયપર પથરાતો

છોડ
ખડાં થયાં=ઉભા થયાં
વાપર=વપરાશ
કઠોળ=બે ફાડવાળું અનાજ; મગ, ચણા, અડદ, ચોળા, વગેરે
હિસાબ=ગણતરી; ગણના
ગરજ સારે=કામ બજાવે
બરખાસ કરી=બંધ કરી

### પાઠ ૬૦.

કાળજી=ખંત; ચેટક
કોકડાં=ગુંચળાં
કુંખ=ડાંખળી
વસંતઋતુ=ફાગણ ને ચૈત્ર મહીનો
કણી=બુંદ
લહેજતદાર=સ્વાદિષ્ટ; સ્વાદ આપે એવી
પુડું=પડ

### પાઠ ૬૧.

આધરણ=ઉકળતું પાણી
પુડો=પડ
સદતી=માફક આવતી
ટેવ=આદત

### પાઠ ૬૨.

ગળપણ—મિઠાશ
વાઢ=શેરડીનું ખેતર
કોલુ=શેરડી પીલવાનો સંચો
રિવાજ=ધારો
શુદ્ધ=ચોકખો; સ્વચ્છ
રસી=શેરડીના રસને ઉકાળવાથી જે મેલ ઉપર તરી આવે છે તે
મરકો=માખણ
અણગમો=ના પસંદગી
બીટ=વિલાયતી લાલ કંદ
પતરાંપતરાંવાળી=જેમાં પતરીઓ એટલે પડ દેખાય તેવી

### પાઠ ૬૩.

ભાત=રાંધેલા ચોખા
ડાંગર=છોડવાળું ભાત
પંખાળી=પાંખડીવાળી
ત્રાંબાસાળ=પાણુસાળ; તાંબાના રંગની લાલ ડાંગર
સાળ=ડાંગર
બંગાળીઉ=અસલ બંગાળાથી આવેલું
સુખળું=બી ઉપરની પાતળી અણીદાર સળી
કાનમ=મહી અને નર્મદા વચ્ચેનો ભાગ; ભરૂચ જિલ્લો અને તે નજીકનો ગાયકવાડી મુલક

### પાઠ ૬૪.

નિભાવ=ગુજારો; નિર્વાહ
મેંદો=પરસુદી
રવો=દાણાદાર ઘઉંનો લોટ
ભાલ=ધોળકા તથા ધંધુકાનો પશ્ચિમ ભાગ અને કાઠિઆવાડનો કેટલોક ભાગ
આરારૂટ=એક જાતના છોડના કંદનો લોટ
સત્વ=કસ

### પાઠ ૬૫.

વિચિત્ર=તરેહવાર;

નવાઈ જેવું
સુદ્ધાં=સાથે
વણુસાદોડી=દોડીની
એક જાત
જામ=જમરૂખ
ડુંગળી=કાંદા
છૂટે છે=ઝરે છે.

પાઠ ૬૬.

ભાળ=ખોળ; પત્તો
કળા=યુક્તિ; હુન્નર;
ઉંધી=અવળી; ઉલટી
ઉંધીઉં=ઉબડીઉં
ઓળો=શેકેલા લીલા ચણા
ઢોકળાં=ઇદડાં

પાઠ ૬૭.

બિમાર=માંદાં; રોગી
સંઘરણી=વારે વારે
ઝાડો થવાનો રોગ
મરડો=પેટમાં દુઃખીને
ઝાડો થવાનો રોગ
અરૂચિ=અભાવ; અણુ-
ગમો
મધુરૂં મધુરૂં=થોડું થોડું

બેશુમાર=ઘણીજ
થાળું=મથાળું
ભર=ગીચ; પાસે પાસે
બિમારી=રોગ; મંદવાડ
મરી=પચી; ઉતરી
ઓછુંવ-તું=થોડું ઘણું
કોઢ=ઢોર બાંધવાની જગા
વિદાય થઇ=ગઇ

પાઠ ૬૮.

બે બોલ=થોડું
અવયવ=ભાગ
ક્રિયા=કામ
માહીતી=જાણ; ખબર
નાજુક=કોમળ
મગજ=મગજનો દાબડો
રક્ષણ=બચાવ
ફેફસાં=શ્વાસોશ્વાસની
ઇંદ્રિયો
હૃદય=લોહીની ટાંકી
કાળજું=પેટની જમણી
બાજુએ માંસનો મોટો
કટકો છે તે; પિત્તાશય
પડખે=બાજુએ

આંતરડું=ગુંછળુ વળેલો
દોરડા જેવો પેટનો
ભાગ એ જઠરની નીચે
ડાબી બાજુ પર છે.
પેઢુ=પેટની નીચેનો ભાગ
ખાસ=જુદું
વાટે=રસ્તે
પેટ=ઉદર
જઠર=પાચન થવા માટે
પેટની ડાબી બાજુએ
ખોરાક ભરવાની કોથળી
હોજરી
લાગણી=અસર
જુસ્સો=મનને ઉભરો;
લાગણી

પાઠ ૬૯.

સ્વચ્છતા=ચોકખાઈ
આરોગ્ય=તંદુરસ્ત
ખસ=ઝીણી ફોલી
દાદર=દરાજ
ભયંકર=ગંભીર
છારી=પડ
આવરદા=આયુષ્ય;જિંદગી

અડાયાં=સુકાએલું છાણું
ગેરૂ=ચાક જેવો લાલ રંગનો પદાર્થ
મંજન=માંજવા કે સાફ કરવાની વસ્તુ
અવાળુ=દાંતનાં પિડિયા
કંજુસાઇ=બખિલાઈ
ઉલ=જીભ ઉપર વળગેલું વાસી થુંક
ખોડો=ઉખડેલી ચામડીની મેલી રજ
વતડવાની=ખંજવાળવાની
નખીઆં=નખ વડે ખંજવાળવાથી ગુમડાં જેવું થાય છે તે
દાંતી કરવી=કાંસકીના દાંતામાં ખડબચડી દોરી ગુંથવી અથવા ડાંગરના દાણા ઘાલી તે વડે માથું ઓળવું તે
લીખો=જૂ, માકડ વગેરેના ઇંડાં
માથાવટી=સાડીનો માથાપર ઓઢવાનો ભાગ જે ચીકટાય છે તે
લટીઆં=લાંબા નિમાળાનો ઝુમખો
અંબોડો=સ્રીઓ માથાના વાળ ઓળીને માથા પછવાડે તેની જે ગાંઠ વાળે છે તે
લટ= નિમાળાની ગુચ્છ
ટાલ=માથાના જે ભાગ પરથી વાળ જતા રહ્યા હોય તેટલો ભાગ
સંભવ=આશા

## પાઠ ૭૦.

નાડી=હાથના કાંડા આગળની શિરા કે જે વડે લોહીની ગતિ તથા રોગ સમજાય તે
જઠરાગ્નિ=પેટની ગરમી
એંજીન=વરાળ પેદા કરીને ગતિ આપનારો સંચો

## પાઠ ૭૧.

મેળાપ=સમાગમ; મળવું તે
અંશ=ભાગ
ભસ્મ=રાખ; ખાખ
ગુસ્સે=ક્રોધે; રીસે
વેગ=ગતિ; ચાલ
કાખ=બગલ

## પાઠ ૭૨.

બખોલ=ખાડો
પિત્તાશય=પિત્ત ભેગું થાય છે તે જગા
જઠર=ખોરાક પચાવનારી મુખ્ય ઇંદ્રિય
અન્નનળી=જે વાટે ખોરાક પેટમાં જાય છે તે નળી
માંસપિંડ=માંસનો લોચો
પિત્ત=લિલાશ પડતો પ્રવાહી પદાર્થ
લાળ=ચીકણું થુંક
ઉલટી=ઓકારી; વામીટ
કોળીઓ=ગ્રાસ
દ્રવ=પ્રવાહી

શેષ=બાકી
મળ=મેલ; નરક

પાઠ ૭૩.

વર્ગ=જાત
સુસ્ત=આળસુ
સહીસલામત=ક્ષેમકુશળ
તાર=તાંતણા
જાળું=ફૂદિ
કોશેટો=પતંગીઆને રહેવાની લાંબી ગોળ-દડી
ગોટી=દડી
કોકડી=તરાકના ઉપર શંકુ આકારે વીંટાળેલું જે સુતર તે
મ્હૈસુર=દક્ષિણ હિંદુસ્તાનમાં દેશી રાજ છે
યુક્તિસર=તજવીજથી
સાળ=કપડાં વણવાનો સંચો
પોશાક=લુગડાં
ટકાઉ=મજબુત; ઘણો વખત ચાલે એવા

પાઠ ૭૪.

વેણ=કપાસનો છોડ
કપાસીઆ=કપાસનાં બી
જિન=કપાસ લોઢવાનું કારખાનું
ચરખો=કપાસીઆ તથા રૂ જુદું પાડવાનો સંચો
ગાદલાં=ગોદડાં
પુણીઓ=રૂના ગાળાનો વેંતેક લાંબો ને આંગળી જેટલો જાડો આકાર કાંતવા માટે તૈયાર કરેલો તે
રેંટીઓ=સુતર કાંતવાનો સાદો સંચો
વાટા=ગોળ આકારની લાંબી પુણી
વણકર=વણવાનું કામ કરનાર
તાંતણો=તાર

પાઠ ૭૫.

ઓઢો=બળદને ઓઢાડવા સારૂં સીવેલું કપડું
રૂંવાંટી=કુમળા અને છેક ઝીણા વાળ
ઘટ=જાડા
ગીચ=પાસે પાસે
ઉઝરડા=કાપા; ઘસરકા
લાજમર્યાદા=આબરૂ અને અદબ
મરજાદા=અદબ; મર્યાદા
કુદરતી=ઇશ્વર તરફથી મળેલી

પાઠ ૭૬.

રૂમાલ=મોં સાફ કરવાનો કકડો
પ્રવેશ કરે=દાખલ થાય
હીકળ=ઠંડી
સુતરાઉ=સુતરનું બનેલું
ઉકળાટ=ધામ
કરકરૂં=ખરબચડું
ખાળે=અટકાવે
સુજની=રજાઇ

પાઠ ૭૭.

ગરમાવો=ગરમી; હુંફ
ઝેબ=ઝોબા

અકારાં=અણગમો આપે એવા
લૂ=ગરમ હવાનો ઝપાટો
ગરજ=કામ
સારતાં=બજાવતાં
પોમ=રૂવાંટી જેવું કપડાં પર હોય તે

પાઠ ૭૮.

ખુઅડ=ગંદી
સાવરણી=બુતારો
પરસાળ=ઘરમાં પેસતાં આવે તે ઓરડો
વહીઓ=દર; બાકાં.
છજ=છાજ.
ખેર=ઝીણી રજ.
ઉથામીને=ઉંચકીને.

પાઠ ૭૯.

ગ્રહણ=સૂર્ય ચંદ્રના બિંબપર પડતી પૃથ્વીની છાયા.
આંગણું=બારણા આગળની જગા.
ઓકલી=લીંપણમાં અંગુઠેથી પાડવામાં આવતી નકશી
અલગ=એલાયદી; જુદી

પાઠ ૮૦

માત્ર=ફક્ત
અંગ=શરીરનો ભાગ
મોજથી=આનંદથી.
શ્વાસ=દમ.
પોષણ=ગુજરાન; ગુજારો
સાદું=હલકું
માંસાહારી=માંસ ખાનાર
સેવાળ=લીલ.
ટીશી=કુંપળ; પાંતરાની કળી,
રખેને=કદાચ.
જીવહિંસા=હત્યા જીવને મારવો તે.
ધાસ્તી=બીક.
ગૂમ થવાથી=જતી રહેવાથી; દેખાતી બંધ થવાથી
ટળી=મટી; દૂર થઈ.
ગુંગળાટ=અકળામણ
ઠેકડો=કુદકો.
ચેન=સુખ
લપલપાવીને=બહાર કાઢીને.
ગોળો=પિંડો.
ભવ=અવતાર
રમુજ=ગમત આપે એવી,

# સમાપ્ત.

